# બાળગીત




સંવત ૧૯૭૯


પ્રકાશક

ગોકળદાસ કુબેરદાસ મહેતા.

માંડવીની પોળ, અમદાવાદ

# બાળગીત



૧

**પ્રભુ** તને સદા સદા, ખુશી થઇ નમું નમું:
ફરૂં ફરૂં હમેશ હું, તને જ કેમ વીસરૂં ?–પ્રભુ
જમીન પાણી વાયરો, વનસ્પતિ જનાવરો;
અનાજ ઘાસ તેં કર્યાં, અનેક રંગ આદર્યા–પ્રભુ
સુખી થવા કર્યું સહુ, ભલો ન કેમ થાઉં હું,
ભૂલોની માફ માગી હું, તને સદા નમું નમું-પ્રભુ

૨

**ઓ ઇશ્વર** તું એક છે, સરજ્યો તેં સંસાર,
પૃથ્વી પાણી પર્વતો, તેં કીધાં તૈયાર.
તારા સારા શોભિતા, સુરજને વળી સોમ;
તે તો સઘળાં તેં રચ્યાં, જબરૂં તારૂં જોમ.
અમને અદકાં જ્ઞાન ગુણ, તેનો તું દાતાર;
ભૂલે પાપી પ્રાણીઓ, એ તારો ઉપકાર.
કાપ કલેશ કંકાસને, કાપ પાપ પરિતાપ;
કામ કુમતિ કરૂણા કરી, કાપ કષ્ટ સુખ આપ.

૩

**હે પ્રભુ** તારી કુદરત ન્યારી,
અદ્દભુત રચના લીલા સારી.
ઝાડ પા'ડ વન ઉપવન ભારી,
રણ વગડાભૂમિ રઢીયાળી;
સરવર સરિતા જો સુખકારી,
નિર્મળ જળ સ્થળ શે.ભા સારી–હે પ્રભુ

શિતળ મંદ સુગંધ પ્રસારી.
પવન રહ્યા ઝુલાવી ડાળી;
મેના પોપટ કોયલ કાળી.
મધુર મધુર ટહુકા કરનારી.–હે પ્રભુ

મરુત મેઘમંડળની હેલી,
વીજ કરતી ચમકારા પેલી;
ઝરમર ઝરમર વરસે વારિ,
ઇંદ્રધનુષ્યની છે બલિહારી.–હે પ્રભુ

૪

કિસકી શરણ મૈં જાઉં, અશરણ શરણ તુમ્હી હો.

**જગ** ગ્રાહ સે છુડાયા, **પ્રહલાદ** કો બચાયા;
**દ્રોપદી** કો પટ બઢાયા, અશરણ શરણ તુમ્હી હો.

**તારા સધન** કસાઇ, **અજામીલ**કી ગતિ બનાઇ;
**ગણિકા** સુર પુર પઠાઇ, પાતક હરણ તુમ્હી હો.

દ્વિજ દીન થા **સુદામા** આયા તુમ્હારે ધામા,
**ધનપતિ** કો દૈ દિલાસા નિર્ધન કે ધન તુમ્હી હો.

વિજયા કો એ વિહારી આશા સદા તિહારી,
કાહે સુરતિ બિસારી દારિદ્ર દલન તુમ્હી હો.

૫

त्वमेव माताच पितात्वमेव
त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देव देव ॥

૬

મા મને **ખાદીની ટોપી** અપાવ,
ખાદીની ટોપી અપાવ. — મા મને
ખાદીની ટોપીને ખાદીની ડગલી,
ખાદીની ધોતી અપાવ. — મા મને
ખાદીના જોડા ને ખાદીનું દફ્તર,
ખાદીના વાગા કરાવ — મા મને
હાથે કાંતેલી ને હાથે વણેલી,
ખાદીથી સુંદર બનાવ. — મા મને
સુતરને તાંતણે સ્વરાજ્ય મળશે,
નિત્ય નિત્ય જાપ જપાવ. — મા મને
પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતાં,
રેંટીઓ રૂડો કંતાવ. — મા મને
બાપુ **ગાંધીની** દેશી નિશાળમાં,
સ્વદેશી ભણતર ભણાવ. — મા મને

૭

પ્રીતે તમારા પ્રેમનાં અહીં આદર્યાં પૂજન અમે,
સાચા શૂરા સત્યાગ્રહી **ગાંધી** પધારો મંદિરે.

સમશેર ભાલા બંદુકોને તોપ ગોળા બોંબના,
સત્યાગ્રહીને એ નથી સાધન કર્યાં કંઇ કામનાં.

સત્યાગ્રહી ખમશે દુઃખો આવી પડે જે ઉપરે,
સ્વરાજ સાચું પ્રાપ્ત કરતાં મરણથી તે ના ડરે.

કદી જેલમાં રાખે ભલે પગહસ્તમાં બેડી જડે,
ખોરાક પૂરો ના મળે પણ નહિ લડે એ નહિ લડે.

એવા **મહાત્મા ગાંધીજીનાં** આદર્યાં પૂજન અમે;
સાચા શૂરા સત્યાગ્રહી આજે પધારો મંદિરે.

## ૮

ધીરો ધીરો ચાલેરે, મીઠો મીઠો ગાજેરે
રૂડો મારો **રેંટીઓ** હોજી (૨)

એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર.
ધીરા ધીરો ચાલેરે૦

ત્રાક રૂડી, પંખા રૂડા, ઉજવળ એનો નાદ
ઉજવળ પુણીઓ આપતી, ઉજવળ મારા હાથ.

દુઃખો સહુ હરતોરે, અભયપણે ફરતોરે
રૂડો મારો રેંટીઓ—હોજી

૯

હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન;
હિન્દુ મુસલમીન એક થઇને જય જય બોલો હિન્દુસ્તાન.
આ ભુમિ આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબાન;
ત્રીસ કોટી ભારતનાં તનુજો, જય જય બોલો હિન્દુસ્તાન.
એક કુટુંબી ભાઇ આપણે, માતા ભારતનાં સંતાન;
હિન્દુ પારસી મુસલમીન સૌ જય જય બોલો હિન્દુસ્તાન.
મંદિરને મસજીદ બન્ને છે, ઇશ્વર કેરાં એકજ ધામ;
ભાઇ ભાઇમાં ભેદ ન હોયે, જય જય બોલો હિન્દુસ્તાન.
એક નેક ને એક ટેકથી, કરો એકતા કેરું પાન;
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન.
ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો, ફરકાવો ઉંચાં નિશાન;
સ્વરાજ્યના ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન.
દૈવી યુદ્ધના શાન્ત સૈનિકો, સ્થુળ બળનું હરવા અભિમાન;
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને, જય જય બોલો હિન્દુસ્તાન.
તલવારો બંદુક ભાલાથી, ઉંચાં છે આત્માનાં સ્થાન;
શરીર પડે પણ એતો અમ્મર, જય જય બોલો હિન્દુસ્તાન.
વિજય માળ લઇ સ્વર્ગસુંદરી, તત્પર છે કરવા સન્માન;
માતૃવેદીમાં પ્રાણ અર્પીને, જય જય બોલો હિન્દુસ્તાન.

૧૦

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વન્દેમાતરમ્
મૃદુલ સુખકર દુઃખહારી મંત્ર વન્દેમાતરમ્ —૧
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વન્દેમાતરમ્
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વન્દેમાતરમ્ —૨
ઓજમય બલ કાંતિમય સુખ શાંતિ વન્દેમાતરમ્
મતિ પ્રદાયક અતિ સહાયક મંત્ર વન્દેમાતરમ્ —૩
હરઘડી હરબાર હો હરનામ વન્દેમાતરમ્
હરદમ હમેશાં બોલીએ ગુરુમંત્ર વન્દેમાતરમ્ —૪
જપીએ નિરંતર શુદ્ધ મનસે મંત્ર વન્દેમાતરમ્
સોતે સમય ખાતે સમય કલ ગાન વન્દેમાતરમ્ —૫
આઠોં પ્રહર દિલમેં રહે મૃદુતાન વન્દેમાતરમ્
મુખસે હૃદયસે રાત દીન હો જાપ વન્દેમાતરમ્ —૬
તેગસે શિરભી કટે ભૂલો ન વન્દેમાતરમ્
મોતકી ઘડીયાં ગુંજાદો નાદ વન્દેમાતરમ્ —૭
જેલમેં હો તો જપો શુભ જાપ વન્દેમાતરમ્
બેડીયાં ઝણુકાર દે શુભ તાન વન્દેમાતરમ્ —૮

વીર ગોલી તોપકી હૈ આડ વન્દેમાતરમ
તેગ બરછી કે લીયે હૈ ઢાલ વન્દેમાતરમ્ —૯
કર્ણકા દૃઢ કવચ હૈ એક શબ્દ વન્દેમાતરમ્
વિશ્વ વિજયી શત્રુ વિજયી મંત્ર વન્દેમાતરમ્—૧૦

## ૧૧

**ઓ** હિંદ ? દેવ ભૂમિ ! સંતાન સૌ તમારાં !
**કરીએ** મળીને વંદન, સ્વીકારજો અમારાં.
હિંદુ અને મુસલમીન, વિશ્વાસી પારસી જિન;
**માતા સમાન રીતે,** સંતાન સૌ તમારાં !
પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી;
સેવા કરે બને તે, સંતાન સૌ તમારાં !
**પૂર્વે** થયા પ્રતાપી, **શ્રી રામ, કૃષ્ણ** જેવા;
**અકબર શિવાજી** તેવા, સંતાન સૌ તમારાં !
**વાલ્મીકિ, વ્યાસ, નાનક, દાદુ, નઝીર, તુલસી;**
**તૂકા, કબીર, દેવી,** સંતાન સૌ તમારાં !
**ગોપાળ, કૃષ્ણ, દાદા, કેશવ, તિલંગ, અહમદ;**
**સિદ્ધાર્થ** સાથ **રાહુલ,** સંતાન સૌ તમારાં !

**ગાંધી તિલક શોકત, મહમદઅલી ને નહેરૂ;**
**લાલાજી ચિતરંજન,** સંતાન સૌ તમારાં !
**સીતા** અને **સુભદ્રા,** **તારા** અને **અહલ્યા;**
**ઝેબુન્નીસા ને મીરાં,** સંતાન સૌ તમારાં !
ચાહો બધાં પરસ્પર, સાહો બધાં પરસ્પર;
એ પ્રાર્થના કરે આ, સંતાન સૌ તમારાં !

૧૨

અમ જન્મને જીવન હો, **ગુજરાત માત** ચરણે
તપસિદ્ધિ પૂર્વ પુણ્ય હો, ગુજરાત માત ચરણે–હાંરે ગુ.
ફૂલડાં ખીલી વસંતે, ચઢતાં શ્રી દેવ કંઠે
અમ પુષ્પ શાં સૃજન હો, ગુજરાત માત ચરણે.–૧
ગૂઢ ભોગ ગીત ગાતી, સરિ સિંધુમાં સમાતી
ત્યમ ભાવના વહન હો, ગુજરાત માત ચરણે.–૨
ઋષિયજ્ઞ યોગ અર્થે, નૃપયજ્ઞ ભોગ અર્થે
અમ કર્મયજ્ઞ ફળ હો, ગુજરાત માત ચરણે.–૩
સરમાં સરોજ ખીલે, વિલાય છે સલીલે
ખીલ્યાં હૃદય કમળ હો, ગુજરાત માત ચરણે.–૪

વા'લાંને સૌથી વા'લી, ફૂલ પાંખડી દે માળી
વા'લું જીવન રતન હો, ગુજરાત માત ચરણે.—૫

૧૩

પુનિત સંતોનાં વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્ર દેવનો.
મૈયા ભારતી સોહન્ત (૨) આજે
કુંજે વસંત કંઇ ગુંજે નવ પ્રેરણા
કોકિલા સુકંઠે ટહુકન્ત – આજે
હૈડે રસ ચેતના જગાવે સ્નેહ જ્યોત શી
પિંડે બ્રહ્માન્ડ પ્રગટન્ત – આજે
અંતર મહીં ભક્તિ જગન્નાથ જન્મભૂમિની
ઝગમગ કો ઓજસે લસન્ત – આજે
શોભન જગ મોહને બતાવી જીવન માધુરી
હિન્દી નવ કોડે હસન્ત – આજે
હિંદુ મુસલમીન એક તાંતણે ગુંથાઇને
એક તાને રાસ શો રચન્ત – આજે

આત્મ કેરાં રાજ્ય નકી ટકી રહે ત્રિભુવને

જય હિન્દ! ગાજશે દિગન્ત – આજે

૧૪

ઉઠ તું, ઉઠ તું, મિત્ર જો દેશમાં

**ગાંધીના** મંત્રનો રંગ લાગ્યો (૨)

અરુણ ઉદય થયો, રંગ બદલી ગયો

ઘોર અંધારનો તોર ભાગ્યો

ઉઠ તું ઉઠ તું મિત્ર જો દેશમાં

**ખાદીના** મંત્રનો રંગ લાગ્યો.

પ્રાચી પીળી થઇ, રાત તો વહી ગઇ

ખિન્ન ચકોર ને ચંદ્ર ભાસે

ઉંદુ સંતાય છે, ઘૂડ ગભરાય છે

પાણીનાં પોયણાં વિરહ ત્રાસે.

ઉઠ તું ઉઠ તું મિત્ર જો દેશમાં

**દેશ સેવા** તણો જંગ જામ્યો

હંસ જો જાગીયા, કામમાં લાગીયા

જંગ પશ્ચિમમાં જો મચાવે

પેખ ઉદય ગિરિ, દૃષ્ટિ ઊંચી કરી

સૂર્ય ધીમે ધીમે આમ આવે.

ઉઠ તું, ઉઠ તું, હિંદ જો વિશ્વમાં

મંત્ર **મોહન** તણો રંગ લાગ્યો (૨)



આવૃત્તિ પહેલી. - પ્રત ૧૦૦૦.



ઉમરેઠ, ભટવાડી પોળને નાકે આવેલા "સરસ્વતી" પ્રીં. પ્રે
રતિલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ પ્રકાશકને માટે છાપ્યું